# શ્રી અમદાવાદ વનિતાવિશ્રામ

# મહિલાવિદ્યાલયમાં

## નવરાત્રિ નિમિત્ત ગવાયલા ગરબા.

સંગ્રહી પ્રસિદ્ધ કર્તા.

**સુલોચના દેસાઇ.**

વ્યવસ્થાપક—વનિતાવિશ્રામ.

ખાડીયા—અમદાવાદ.

જિતેન્દ્ર પ્રેસમા હરિપ્રસાદ પીતાંબરદાસ મહેતાએ છાપ્યા

ખાડીયામાં—અમદાવાદ.

સને ૧૯૧૬. આવૃત્તિ પહેલી પ્રત ૫૦૦.

કીમત ૦-૧-૦

# ગરબા.

(૧)

આવો આવો ને સખિઓ ! આજ રસતાળી પાડી,
ક્હાંઇ ગજવો આપણી બ્હેન ! આ ગુર્જરી વાડી.
હરિણી શી ચંચળ વાન, નાજુક ને નમણી,
ફૂલની કળી સમ સુકુમાર સૂરતની રમણી !
છબી છટા ભરી, સોહાગ તપે મુખ મુગ્ધ ઉરા,
શુભ વડોદરાની વેલ સરિખી આ ચતુરા !
રૂડી હરેલ બુદ્ધિ વિશાળ સહુમન્જુ ને શાણી,
મુજ અમદાવાદની બ્હેન ! ઘર રખુ આ ગૃહિણી !
નિજ ઉરના વિવિધ વિલાસ રંગે રંગેલી,
મુંબઇની મોહનરૂપ સખિ આ અલબેલી !
અમૃત શા મીઠા બોલ, પણ સાને અધુરી,
આ કોકિલ કંઠી નાર હાલારની મધુરી !
છો સુન્દર રસિક ઉદાર, સહુ ભગિની આવો,
ગુર્જર જનનીની જોડ કુંવરીઓ કહાવો.

(૨)

ઝગ હળે શો ભરત ઉદયનો પ્રસંગ !
વીરા ધૂમો પ્રજા સમાજે સુરંગ ! ઝગ હળે૦
એ તો વરતાયો ઉત્તમ અતિ જાગ !
કરો નિજ કર્તવ્ય ઋત્વિજ ભાગ ! ઝગ હળે૦
ભરત હિત ચિત ધરી વિચરો વિદેશ,
ખીલી રે જ્યાં પ્રજા સમાજ સુવેશ. ઝગ હળે૦
એ તો ઉજળી છે દિવાળી આજ !
ઘેરે ઘેર વર્તો મંગળ સુખ સાજ ! ઝળ હળે૦
એમાં રાજહિત છે પ્રજાહિત સાથ !
સ્વતંત્રતા શું રાજ્યભક્તિ સંગાથ ! ઝગ હળે૦
સ્વદેશપ્રીતિનાં ત્યાં વેશે આ પૂર !
ગવાશે સુસંપના ગુણ ત્યાં જરૂર ! ઝળ હળે૦
કરે બંધુ કોટયાદિ ભોજન એક !
ટાળો દુઃખ તેમનું સહિત વિવેક ! ઝળ હળે૦
ગયું સહુ રહ્યું એક આંસુડાં ધન !
દુઃખના થાવ તે હરિ ! સુખના આ દંન ! ઝળ હળે૦



# ઝીણા ઝીણા મેહ.

## (૩)

ઝીણા ઝરમર વરસે મેહ,
ભીંજે મ્હારી ચુંદડલી:
એવો નીતરે કૌમારનો નેહ,
ભીંજે મ્હારી ચુંદડલી.
આજે ઝમે ને ઝરે ચન્દ્રીની ચન્દ્રિકા,
ભીંજે રસિક કોઇ બાલારે:
ભીંજે સખી, ભીંજે શરદ અલબેલડી.
ભીંજે મ્હારા હૈયાની માળા:
હો ભીંજે મ્હારી ચુંદડલી.

વનમાં પપૈયો પેલો પિયુ પિયુ બોલે
ટહુકે મયુર કેરી વેણુંરે:
ટમ ટમ ટમ ટમ વાદળી વરસે
ટમકે મ્હારા નાથનાં નેણું:
હો! ભીંજે મ્હારી ચુંદડલી.

આનંદ કન્દ ડોલે સુન્દરીનાં વૃન્દ ને
મીઠાં મૃદંગ પડછન્દારે
મન્દ મન્દ હેરે મીટડી મયંકની,
હેરો મ્હારા મધુ રસ ચન્દા!
હો! ભીંજે મ્હારી ચુંદડલી.

(૪)

ગુણવંતી ગુજરાત અમારી ગુણવંતી ગુજરાત,
નમીએ નમીએ માત અમારી ગુણવંતી ગુજરાત.
મોટેરા તુજ મણિ મંડપમાં ઝુમી રહ્યાં અમ શોષ;
માત મીઠી તુજ ચરણ પડીને માગીએ શુભ આશીષ;
અમારી ગુણવંતી ગુજરાત.
સીઠી મનોહર વાડી આ ત્હારી નંદન વન શી અમોલ,
રસફૂલડાં વીણતાં વીણતાં ત્યાં કરીયે નિત્ય કલોલ
અમારી ગુણવંતી ગુજરાત.
સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત,
જય જય કરવા ત્હારી જગતમાં અર્પણ કરીયે જાત;
અમારી ગુણવંતી ગુજરાત.
ઉંડા અઘોર અરણ્ય વિશે કે સુંદર ઉપવન માંય,
દેશ પ્રદેશ અહોનિશ અંતર એકજ ત્હારી છાય;
અમારી ગુણવંતી ગુજરાત.
સરસરિતા રસ ભર અમીઝરણાં, રત્નાકર ભરપુર,
પૂણ્ય ભૂમિ ફળ ફુલ ઝઝુમી, માત રમે અમ ઉર;
અમારી ગુણવંતી ગુજરાત.
હિન્દુ, મુસલમિન, પારસી સર્વે, માત! અમે તુજ બાળ,
અંગ ઉમંગ ભરી નવરંગે કરિયે સેવા સહુ કાળ;
અમારી ગુણવંતી ગુજરાત.

ઉર પ્રભાત સમા અજવાળી, ટાળી દે અન્ધાર,
એક સ્વરે સહુ ગગન ગજવતો કરિયે જયજયકાર;
અમારી ગુણવંતી ગુજરાત.

---

(૫)

આવો, આવો ને, સાહેલી ! આજ, આનંદે રમીએ.
લાવો, લાવો બ્હેની ! પ્રીતી સુખસાજ, ઉછરંગે ભમીએ;—
રમીએ ને ભમીએ નંદન વન આ વાડી જ્યાં ગુર્જરી ખીલીરે,
વ્હે અમીઝરણાં સંગીત ધરતાં, લચી રહી ફુલવન વેલી; આનન્દે.
પ્રીતિ નીતિનાં ગૃહકુંજેમાં, કોયલ બુલબુલ ગાય રે;
ગિહડા સુણી સુણી કુહુરવ, ઉરરવ ભરિયું વિલીન મન થાય. આનન્દે.
ભક્તિવીણા કરધરીને, કવિવર સંત કરે કલ્લોલરે;
પ્રિય પતિના પ્રીતિભર સ્વર જ્યાં જીવન કરે રસલોલ. આનન્દે.
ગગન ગજવતી, ગાન વિમાને, પતિવ્રત વેણુ વાયરે,
તે લલકારની લલના હૃદયે પ્રણયશી મૂર્તિ સુહાય. આનન્દે.
પતિપત્નીનાં આત્મ યુગલની, ગુંથી રૂડી ફુલમાળારે;
પ્રભુપદ ધરીએ, ગાતાં ફરીએ ગુર્જરી ગુણ સહુ બાળ. આનન્દે.



# મીરાંબાઈ અને પંથીનો સંવાદ.

(૬)

મીરાંબાઇ મધ્યાને મંદીરીઆમાંથી નીકળ્યાં રે,
ઉભાં આસો પાલવ હેઠે જોતાં પંથ;
વાટે વટેસરી પૂછે છે પૂરા પ્રેમથી રે.

**પંથી**— મીરાંબાઇ આતૂર થઇ ઉભાં હો શાને બારણે રે,
મીરાં શું મહીઅરીઆંને માટે ન્યાળો પંથ;
વ્હાલા વીરાને મળવાને માટે ટમટમો રે.

**મીરાં**— મારે મહીઅરીઆંને સાસરીઆં મોઘાં ઘણાં રે,
મુજને મળતા નિત્યે સોંઘા સાધુ સંત;
આજે મોઘામાં મોઘા તે મારે થઇ પડ્યા રે.
હું તો સંત સાધુને નિત્ય જમાડીને જમું રે,
મારો ટેક નિભાવે જુક્તે જગદાધ રે;
આજે અભ્યાગત વિણ ભોજનીયાં અટકી પડ્યાં રે.

**પંથી**— મીરાંબાઇ મહારાણાના થાળ જમો જુક્તે કરી રે,
માળા છાપ તીલકના ઉતારો શણગાર;
હીરા, માણેક મોતી ઝગહળ જ્યોત વિષે રમો રે.

**મીરાં**—ભાઇઓ અવિનાશીમાં ચિત્ત અમારાં ચોટીઆં રે,
વસ્તુ ક્ષણ ભંગુરથી ભાગ્યાં મારાં મન;
લાગે વૈભવ એવા લુખાને અળખામણા રે.

**પંથી**— મીરાંબાઇ સ્વામીની સેવામાં પુણ્ય અતિ ઘણાં રે,
માટે સંસારે રહી સેવો સઅળો કંથ;

એની આજ્ઞામાં વરતીને મહાપદ પામશો રે.
પતિની આજ્ઞા લોપી ભક્તિ કરવી વ્યર્થ છે રે,
પહેલાં પતિને પૂજી પૂજો પૂરણ બ્રહ્મ;
પતિવ્રત સાથે ભક્તિ ભાવે છે ભગવાનને રે.

**મીરાં—** હું નવ લોપું આજ્ઞા સ્વામીની સુખ પાવની રે,
પતિની આજ્ઞાથી મેં પાદર પૂર્યો વાસ;
પતિની આજ્ઞાથી મેં વિષ પીધાં અમૃત ગણી રે.
આજ્ઞા અવિનાશી છોડ્યાની મુજને નવ ગમે રે,
હું તો સાધુને છોડીને સેવું કંથ;
તોપણ અવિનાશી અંતરમાં રોજ રમી રહે રે.

**પંથી—** મીરાંબાઇ જગદીશે આપેલા વૈભવ ભોગવો રે,
રાચો રાણાને રીઝવાને રૂડી પેર;
શાને ધાવું બ્હેની અણદીઠાને આશરે રે.

**મીરાં—** ભાઇઓ માટીની કાયાનાં સર્વે માનવી રે,
તેને પ્રાણ જતાં પડતાં નવ લાગે વાર;
આખર જાવું છે અવિનાશી પ્રભુની ઓથમાં રે.

**પંથી—** મીરાંબાઈ સંસારી સૌ વસ્તુ યત્ને સાંપડે રે,
રૂડા વિશ્વતણા વૈભવથી માણો મોજ;
પેલો અવિનાશી તો જગમાં શોધ્યો નવ જડે રે.

**મીરાં—** પૂરા પ્રેમ વિના અવિનાશી જગમાં નવ જડે રે,
એ તો સર્વ સ્થળે છે વસી રહ્યો ભરપુર;
સાચા ભક્તિના ભોગી તો એને અનુભવે રે.

**પંથી**—મીરાંબાઇ પ્રેમ તમારો પ્રભુજીમાં ઓછો નથી રે,
તે ક્યમ અભ્યાગત થઇ આવે નહિ તમ ઘેર;
ભુખ્યાં ભક્ત તણી પીડા તે ક્યમ નવ ધરે રે.
એવે અભ્યાગત છેટેથી દીઠા આવતા રે,
મીરાંબાઇ મલકાતે મુખડે ત્યાં સામાં ધાય;
ઉત્તર પંથીને દેવાને પણ બોલ્યાં નહિ રે.

---

## ભારતી સ્ત્રી ગીત.

(૭)

ગરબે રમવા સાહેલી ! સાંચરો રે લોલ,
ભારતી મંદિર ચારૂ ચોક પ્રીતિથી ફરો રે લોલ;
આવો બ્હેની ! ગીતરંગ રેલીએ રે લોલ.—
શરદ પુનમ રજનિ ખીલી, અનિલ સુરભિ મલકાય;
ચન્દા મુખ નન્દન શાળી, સ્મિતલહરિ લલકાય—
રમે રમા શારદા સોહામણી રે **લોલ,**
કુંકુમે જ્યાં સાથિયા પુરેલ, છે શોભા ઘણી રે લોલ—
મિઠ્ઠાં ઝરણ ઝરી રહ્યાં, મધુરૂં મધુર સુરગાન;
કોકિલ, બુલ્બુલ, રસભર્યાં દ્રવે અનુપમ તાન.—
દેશવાડી નવલ પલ્લવે ભરી રે લોલ,
કુંજ કુંજ ધારી પુષ્પ પુંજ વૃક્ષ વલ્લરી રે લોલ;
આવો બ્હેની! જનનિ ગાન ગાઇએ રે લોલ.—
ભાગીરથી, ગોદાવરી, બ્રહ્મપુત્ર શુભ તીર;
રમે સિંધુ, કાવેરી જ્યાં, રમ્ય નર્મદા નીર;—

ગુર્જરીને બંગ સુંદરી મળીરે લોલ,
કાસ્મીરી દ્રાવીડી, મહારાષ્ટ્રી, રજપૂતાણીઓ રે લોલ;
આવો બ્હેની! ઐકયતાન વાદ્યએ રે લોલ—
    કુસુમિત લીલી લલિતા લતા-ડાળના તરૂ પતિ સંગ,
    ભારતવાડી દીપાવતી, વિવિધ વર્ણ, ના રંગ.—
પારસી, ઇસ્લામી, આર્ય રમણિઓ રે લોલ;
યુરોપી સન્નારીઓ, ઉલ્લાસ રસ વિલાસિની રે લોલ.—
    હિમાલય શિખરસમ ઉચ્ચી, નિર્મલ એ મન આશ;
    ભિન્ન જાતિ-રીતિ, તદપિ રહો એક ઉર આમ વાસ—
લાવો! લાવો! હૃદયપાત્રમાં ધરી રે લોલ,
મંગલ પ્રીતિ અર્ઘ્ય, ભક્તિ આમ સુવાસે ભરીરે લોલ;
આવો બ્હેની! માતૃભૂમિ પૂજીએ રે લોલ.—

(૮)

પ્રભુ મહિમા ગુણ ગાઓ રે સર્વ મંગલ થાશે.
ત્રિભુવન પાલન બ્રહ્મ સનાતન, સચ્ચિદઘન પદ ધ્યાઓ રે;
સર્વ મંગલ થાશે, પ્રભુ મહિમા૦
પરાભક્તિના પુણ્ય તિર્થમાં, નિર્મલ મન થઈ નાહો રે;
સર્વ મંગલ થાશે, પ્રભુ મહિમા૦
પરમામૃતપદ પ્રાપ્ત થવાને, પ્રભુ શરણાપન્ન થાઓ રે;
સર્વ મંગલ થાશે, પ્રભુ મહિમા૦
કુત્સિત કર્મનો ત્યાગ કરીને, મંગલ માર્ગે જાઓ રે;
સર્વ મંગલ થાશે, પ્રભુ મહિમા૦
પરમાત્મા પરબ્રહ્મ પદાબ્જે, પ્રિતી પુષ્પ વધાવો રે;
સર્વ મંગલ થાશે, પ્રભુ મહિમા૦

(૯)

વાગે વૃંદાવનમાં વાંસળી રે, ઉભો ઉભો વગાડે કાન;
નાદે વેધ્યા મુનિવર પાંસળી રે, નવ રહી કોને સાન.
તરૂની શાખાઓ ઝુમી રહી રે, ચરણે નમવાને કાજ,
વેલી વૃક્ષ સાથે ઝુમી રહી રે, ભાગ્ય અમારાં આજ; વાગે૦
જમના નીર હાલે નહિ રે, મૃગ મન મોહન થાય,
પંખી માળામાં હાલે નહિ રે, નાદ સુણી ન રહેવાય. વાગે૦
વાછરૂ કાન દઇ સાંભળે રે, કરે નહિ પય પાન,
ગાયો ગાળા તોડી ત્હાં પડે રે, નાદ સુણવાને કાન; વાગે૦
ફુલ્યાં કમળ જળ ટાઢી રે, દીસે ઉદીયો છે ભાણ,
શંકર સમાધ મેલી રહ્યા રે, થયું જગતને જાણ; વાગે૦

---

## ઘર સૂત્રની આંટી ઉકેલવા વિશે ગરબી.

(૧૦)

સખિ આંટી ઉકેલો સૂતરની,
કાં તો ઉચરો વાચા ઉત્તરની, આંટી ઉકેલો સૂતરની;
થિર રાખીને મન ઠેકાણે, આ આંટી ઉકેલે આ ટાણે.
ઘર સૂત્ર ચલાવી તે જાણે, આંટી૦
આ આંટીમાં છે ઘુંચ ઘણી, ઉકેલે તે મારી બેનપણી;
ભલું ભણતર તો તે બાઇ ભણી, આંટી૦

સૈયર એ કામ નથી સહેલું, સાધારણ સમ ભાસે પહેલું;
પણ જાણે જેણે ચલાવેલું, આંટી૦
આગળ જાતાં ઘુંચે આવે, એ તો અતિશે જીવને અકળાવે;
ફુવડ નારીને નવ ફાવે, આંટી૦
જો તંતુ ઘણો કોઈ તાણે, તો તરતજ તૂટે તે ટાણે;
જૂદાઇ પડે તે જગ જાણે, આંટી૦
સાંધે તો વચમાં ગાંઠ વળે, પછી તે તો કોઇ કાળે ન ટળે;
સાંભરતાં ચર ચર ચિત્ત બળે, આંટી૦
જે સમજણ વગર ગરજ આણે, તે આંટી ઉકેલી નવ જાણે;
વણ સમજે તંતુ ઘણો તાણે, આંટી૦
કાં તો વારે વારે તોડે, કાં તો તરછોડીને છોડે;
પછી આંટીને તે અવખોડે, આંટી૦
બેસે રોષ ધરી બહુ રોવાને, જન મળે તમાસો જોવાને;
ખાવા ન ઉઠે પત ખોવાને, આંટી૦
સમજુ તો ધીરજ ધારીને, પૂછે જઈ પ્રવીણ નારીને;
તે વચન કહે વિચારીને; આંટી૦
એકાદી ઘુંચ કાઢી આપે, રૂડી રીત બતાવી સ્થિર સ્થાપે;
બધિ તો ઘુંચ નવ કાઢે આપે; આંટી૦
પૂરી સમજણ પોતાની જોઇએ, બીજો શું કરી શકે કોઇએ;
નવ અકળાઇએ ને નવ રોઇએ, આંટી૦
જે મનડું રાખે થિર ઠામે, તે આંટી ઉકેલી જશ પામે;
દિધી શિખામણ દલપતરામે, આંટી૦

(૧૧)

રંગીલી રૂડી પુનેમ રાતે રીઝાઇએ,
એની ચાલો તો ગીતડાં ગાઇએ. રંગીલી૦
જુવો ચંદ્ર પ્રકાશ બહુ તેજમાં,
રાખો નિદ્રાએ ધ્યાન નવ સેજમાં;
વહી જાશે જો વેળ, પસતાઇએ. રંગીલી૦
ઘરબાર સંસાર વેક નીતની,
અવકાશે રમત રૂડી રીતની;
શિદ નીતિ ગાવા શરમાઇએ. રંગીલી૦
રચ્યાં ત્રણ ભુવન જેણે જેમથી,
દીપ્ત કીધું આકાશ રવિ સોમથી;
તેના ગુણ ગાવાજ નીત ધાઇએ. રંગીલી૦
સખી ભુલીએ પ્રભુ ન જોઇ સુખને,
સર્વ થોડે ઘણે છે શરણ દુઃખને;
નહિ ભય જોઇને અકળાઇએ. રંગીલી૦
હસી હસી લીઓ તાલ પ્રેમથી,
હરી ભાવે ભજો ભલી નેમથી;
કહે ફિરોઝ ગાઇ હરખાઇએ. રંગીલી૦

# ફૂલડાં કટોરી.

## (૧૨)

ચન્દ્રીએ અમૃત મોકલ્યાં,રે બ્હેન !
ફૂલડાં કટોરી ગૂંથી લાવ,
  જગમાલણી રે બ્હેન !
  અમૃત અંજલીમાં નહિ ઝીલું,રે બ્હેન

અંજલીમાં ચાર ચાર ચારણી,રે બ્હેન !
અંજલીએ છૂંદણાના ડાઘ;
  જગમાલણી રે બ્હેન !
  અમૃત અંજલિમાં નહિ ઝીલું,રે બ્હેન !

ઝીલું નહીં તો ઝરી જતું,રે બ્હેન !
ઝીલું તો ઝરે દશ ધાર;
  જગ મંડલણી રે બ્હેન !
  અમૃત અંજલિમાં નહિ ઝીલું,રે બ્હેન !

ફૂલડાંમાં દેવની હથેળીઓ ?રે બ્હેન !
દેવની કટોરી ગૂંથી લાવ;
  જગમાલણી રે બ્હેન !
  અમૃત અંજલિમાં નહિ ઝીલું,રે બ્હેન !

(૧૩)

મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો.
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય, જો !
કરજો માફ હજારો પામર પાપ જો—
દિન ચર્ચામાં પ્રભુ પાસે પણ થાય, જો !
મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
ઉન્નત ગિરિ શૃંગોનાં વસનારાં ત્હમે;
ઉતર્યાં રંક ઘરે શી પુણ્ય પ્રભાવ જો !
શુશ્રૂષા સારી ના અમને આવડી;
લેશ ન લીધો લલિત ઉરોનો લ્હાવ જો !
મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !

